ॐ श्री

# નામાનો મહેતાજી

## ભાગ પહેલો



ઝીણાભાઈ નીછાભાઈ મહેતા

કિંમત પાંચ આના ત્રણ પાઈ



ૐ શ્રી

# નામાનો મહેતાજી

## ભાગ પહેલો




રચનાર તથા છપાવી પ્રસિદ્ધ કરનાર:

**ઝીણાભાઈ નીછાભાઈ ગણદેવીકર**

સરકારી નામાની સ્કુલના મહેતાજી



પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું. રાણી તળાવ. સુરત.

દ્વિતીયાવૃત્તિ પ્રત. ૨૦૦૦. કુલ પ્રત. ૪૦૦૦.

કીંમત ૦-૫-૬

# સ મ ર્પ ણ

**પ્રિય ગુર્જર સંતાનોના કોમળ કર કમળમાં સપ્રેમ**

**સમર્પિત**

તમેજ આ ગુજરાતની ભાવી આશાઓ છો; દેશનું સાચું ધન છો; તમારાજ હાથમાં રાષ્ટ્રનું ભાગ્ય મૂકાયલું છે. તેમજ અમારૂં સર્વસ્વ છો; હું કોઈ સ્વાર્થ કે કીર્તિના લોભે બીજાને મારી શિક્ષણ કળા કેમ અર્પિ શકું ! મારી પાસે જે છે તે આ છે. મારા જેવો પુસ્તકદ્વારા પોતાના અંતઃકરણ સિવાય અન્ય શું અર્પે ? મારી વિદ્યાનો સદ્‌ઉપયોગ થવાની આશાએ આ પુસ્તક તમારા હાથમાં પૂર્ણ વાત્સલ્ય ભાવે મૂકતાં મારૂં હૃદય હર્ષથી ઉભરાય છે. અમૃત પુત્રો ! આપણી મન કામનાઓ પ્રભુ સફળ કરે ! શમિત્યોશમ્

મંગલાભિલાષી

**ઝીણાભાઈ નિછાભાઇ મહેતા**

# ભૂમિકા

દેશીનામાના મારા અનેક અનુભવો પછી પ્રકટ કરેલા આ પુસ્તક માટે તે પ્રસ્તાવના શી ? હા. એટલું તો ખરૂં કે આ કામમાં જેમ ઘણો પાકો અનુભવ તેમ તે વધુ ઉપયોગી. માટે આત્મ–પ્રશંસાનો દોષ થતો હોય તો તેની ક્ષમા ઇચ્છીને પણ અહિં કેટલીક હકીકત ટુંકમાં પ્રકટ કરવા ધારૂં છું.

મેં ૧૯ મે વર્ષે ગુજરાતી, અંગ્રેજીનો ઉચિત અભ્યાસ પૂરો કર્યો. તે પછી નવસારીમાં લોકમાન્ય મારા વિદ્યાગુરૂ શ્રીયુત દેશાઇ ભગવાનજી રણછોડજી દાંડીકર કે જે હાલ પણુજ તાલુકે ચીખલીમાં રહે છે તેમની પાસે દેશીનામાનું સંપૂર્ણ શિક્ષણ મેળવ્યું. મારી હાલની યોગ્યતા તે મારા પૂજ્ય ગુરૂને આભારી છે. પછી મેં એ પ્રાપ્ત વિદ્યાને નીચેના સદગૃહસ્થોને ત્યાં ઉપયોગમાં લીધી

**મારવાડી શા. હરજી મુળજી મુ. ગણદેવી**

**„ શા. પના મોટાજી મુ. બુહારી**

**તારીઆ અબાહુસેન મેમણ મુ. બારડોલી**

**કંટ્રાકટર ખા. બા. હોરમસજી બરજોરજી લીમડીવાલા મુ. ભોપાલ**

**રેલ્વેલાઇન કંટ્રાકટર રામજી ભગવાન ઇટારસી**

**વેપારી અને સરાફ શા. જેઠાલાલ દુર્લભદાસ બીલીમોરા**

**સરાફ અ । કમીશન એજંટ મોદી દુર્લભદાસ ગોપાળજી મુ. વલસાડ**

**સરાફ દેશાઇ પરાગજી શુરભાઇની કું. મુંબાઇ**

**જંગલ અને ઇમારતી કાટના કંટ્રાકટર વેપારી અને કમીશન એજંટ દેશાઇ પરાગજી ફકીરભાઇ મુ. ભાગડા બંદર**

**સેન્ટજોન મીલના ખા. બા. બરજોરજી દોરાબજી કવેટા (બલુચિસ્તાન)**

વગેરે ઘણી જગાએ મેં મહેતાજી તરીકે નામાનું કામ કરી વલસાડમાં નામાની સ્કુલ રાખી અને ત્યાર બાદ સુરતમાં આજે ૧૫ વરસથી "સરાફી પાકા નામાની શાળા" વિદ્યાર્થીઓને રહેવાની સગવડ સાથેના મકાનમાં રાખીછે.

આ શાળામાં દેશ દેશાવરના વેપારી અને સરાફો તથા કમીશન એજંટોનું નામું, હિસાબી કામ, બ્યાજ હુંડી, જમાખર્ચ કાચું સરવાયું, પાકું સરવાયુ, નફોટોટો. વરસ આખરે ખાતાંની માંડવાળ, અને નવા ચોપડાઓની શરૂઆત, વગેરેનું કામ શીખવવામાં આવે છે.

આ શાળામાં આજ સુધીમાં મારા હાથ નીચે લગભગ ૪૦૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ કે જેમાં વર્નાક્યુલર ફાઇનલ થયેલા માસ્તરો; મેટ્રીક્યુલેટેડ યુવકો

પણ હતા—સૌએ આ શિક્ષણનો લાભ લઈ વેપારી ધંધામાં સારો લાભ મેળવ્યો છે. ને મેળવી રહ્યા છે.

અમોને ઘણા ગૃહસ્થો તરફથી અમારાં બહોળાં અનુભવી શિક્ષણના પુસ્તક બહાર પાડવાની ભલામણ થવાથી તથા કેટલાંક છપાયલાં નામાનાં પુસ્તકોમાં પુરાણી ઢબ અને અપૂર્ણતાઓ જોવાથી ચાલુ સુધરેલી રીત રિવાજ પ્રમાણે નીચે પ્રમાણે પુસ્તકો બહાર પાડયાં છે.

૧ **વ્યાજગુરૂ**—એમાં આઠ પ્રકારના વ્યાજ રીત સાથે ગણી બતાવ્યાંછે.

૨ **હુંડી શિક્ષક**— એમાં દરેક જાતની હુંડીઓની સમજ: જમા ખર્ચ સહિત આપી છે.

એ પુસ્તકોની ત્રીજી આવૃત્તિની પ્રત ૨૦૦૦ પુરી થવા આવી છે.

**૩ નામાનો મહેતાજી ભાગ ૧લો**—એ પુસ્તક હાલ એક વરસથી બહાર પાડયું છે: એમાં સ્ત્રી અને મજુરથી માંડીને સાધારણ વ્યાપારીઓ, નાના વેપારીઓ અને વ્યાજુ ધંધાવાળાઓના નામાં સવાલ જવાબ, દાખલા દલીલ સાથે, નફોટોટો, કાચું પાકું સરવાયું, ખાતાંઓની માંડવાળ, જુને ચોપડેની બાકી નવે ચોપડે ચઢાવવી, વગેરે બતાવ્યું છે.

**૪ નામાનો મહેતાજી ભાગ ૨જો**—ભાગ ૧ લા સાથેજ બહાર પાડયો છે તેમાં મોટા વેપારીઓ, સરાફો કમીશન એજંટોના નામાના દરેક ચોપડાઓની સમજુતી સાથે નામું સવાલ જવાબ સહીત માંડી બતાવ્યું છે. દેશ દેશાવરમાં ચાલતાં તોલ, બારદાન, વટાવ, મુદત કોષ્ટક, વગેરે જુદી જુદી રીતે હિસાબ ગણી બતાવ્યા છે. પરીક્ષાના સવાલ જવાબો અર્થાત્ એમાં અમારા નામાના શિક્ષણનાં પુરેપુરી હકીકત આવી જાય છે. આથી ઘેર બેઠા પુસ્તકપરથી કોઇપણ શિખનાર શીખી શકે એ ઉદ્દેશથી આ પુસ્તકો બહાર પાડવાનું અમે સાહસ કર્યું છે એ પુસ્તકોના સાંકળીઆ આ બુકના છેલ્લે પાને આપ્યાં છે.

પુસ્તકમાં નજર દોષથી જે કાંઇ અશુદ્ધિ કે ભુલચૂક જણાય તો તે જિજ્ઞાસુઓએ દરગુજર કરી મને લખી જણાવવા કૃપા કરવી કે બીજી આવૃત્તિમાં તે સુધારી શકાય મવિત્યોરૂમ સં. ૧૯૮૨ના ફાગણ સુદ ૧૫.

ગૃહસ્થાન
નાકફળીઉ—ગણદેવી
વાયા બીલીમોરા
જીલ્લા સુરત

વિનીત,

**ઝીણાભાઇ નિછાભાઇ મહેતા**

સરાફી પાકા નામાની શાળા રાણીતળાવ—સુરત

# સાંકળીયું.


પાનું — વિષય.

૩. અર્પણ પત્રિકા
૫. ભૂમિકા.
૬. સાંકળીયું.

ભાગ ૧ લો.

૭. નામું. નામાની જરૂર શી ?
૮. ચોપડા બાંધવાની રીત, ચોપડાના સળ વિષે, ચોપડો એટલે શું ? નામું લખતી વખતે યાદ રાખવાની બાબતો.
૧૦. ચોપડાના શળનો ઉપયોગ, નવું વર્ષ ગણવા વિષે, ચોપડાનું પૂજન કરવા વિષે.
૧૧. મીતિ ભરવા વિષે, શિકલ કાઢવા વિષે, નોકર મજુર વગેરેના ચોપડા વિષે.
૧૨. આવક ખરચનું એહું ખાતું, વધારાના ખાતાં વિષે, બેઠો મેળ, ખાતાવહી, નાના વેપારીઓના ચોપડા, (કાચો મેળ) પાકો મેળ.
૧૩. રોકડમેળ, બીલ બુક. નોંધ. ઉધારનોંધ, જમાનોંધ, કાચી ઉધાર નોંધ, પાકી ઉધાર નોંધ. કાચી જમે નોંધ.
૧૪. પાકી જમે નોંધ. આંકડા બુક. ઉધાર બુક. વ્યાજ વહી, વ્યાજનું ખોખું બનાવવાની રીત.
૧૫. તારીજ કાઢવા વિષે મુદત કાઢવા વિષે, શર કાઢવા વિષે, વ્યાજ કાઢવા વિષે, ટકા વ્યાજ અને તરાખ વ્યાજ, સાદું વ્યાજ, કાપતું વ્યાજ, પેટાં ફેડવાની રીત.
૧૬. વ્યાજનુ ધંધાવાળાઓના ચોપડા વિષે હુંડી વિષે
૧૭. હુંડી લખવાના નિયમો.
૧૯. હુંડી.
૨૧. સરવાયાં બુક, કાચું સરવાયું, પાકું સરવાયું, બેહુતાએ નામું
૨૨. આંઓએ ઘરનો હિસાબ કેમ રાખવો, વરસ આખરે ખાતાંઓની માંડવાળ વિષે, નવા ચોપડાઓની શરૂઆત વિષે, ભ[illegible]ઉ, મંગાવેલા માલનાં આવેલાં ભરતીઆનું જમા ખર્ચ. કાગળ

૨૩. દુકાનનારોજે રોજના વહીવટના રોજમેળ, રોકડમેળ, અને નોંધથી.
૨૪–૭૯. સવાલો અને તેના જવાબો
૮૦. જમાખર્ચી મેળ આશો વદ ૦)) નો
૮૫. નવો મેળ.
૮૬–૧૦૨ ખાતાવહી પાકી.
૧૦૩–૧૦૮ નવી ખાતાવહી.
૧૦૯. તારીજ વિષે.
૧૧૦. એકું ખાતુનો નમુનો નંબર ૧, ૨, ૩.
૧૧૩. પાકી ખાતાવહીનો નમુનો નંબર ૪.
૧૧૪. કાચું નામુ (ટાંચણ) કે ટીપ્પણુ નમુનો નંબર ૫.
૧૧૫. પાકું નામું નમુનો નંબર ૬.
૧૧૭. ઉધાર બીલબુક નમુનો નંબર ૭.
૧૧૮. રોકડ બીલબુક નમુનો નંબર ૭.
૧૧૯. ઝાંધડબુક નમુનો નંબર ૮.
૧૨૦. ઉઘરાણી બુક નમુનો નંબર ૯.
૧૨૨. સાદું વ્યાજ નમુનો નંબર ૧૦.
૧૨૩. કાપતું (પેટા ફોડ) વ્યાજ નમુનો નંબર ૧૧
૧૨૪. સામા દસ્તકના ખાતાનો નમુનો નંબર ૧૨.
૧૨૫. કાચુ સરવાયું નમુનો નંબર ૧૩
૧૨૬. પાકું સરવાયું. નમુનો નંબર ૧૪
૧૨૭. ખેડુતોના નામાનો નંબર ૧૫.
૧૩૦. સ્ત્રીઓએ હિસાબ રાખવાનો નમુનો નંબર ૧૬
૧૩૧. ભરતીઉં નમુનો નંબર ૧૭.
૧૩૨. કાગળનો નમુનો નંબર ૧૮
૧૩૩. પહોંચ, ચીઠ્ઠી, તોલ.
૧૩૪. બારદાન, વટાવ, મુદત, વરસ આખરે ખાતાંઓની માંડવાળના નિયમો.
૧૩૬. હુંડીઓના જમા ખર્ચ વિષે.

॥ ओरेम् ॥

॥ श्री गणेशाय नमः ॥

# નામાનો મહેતાજી



## ભાગ પહેલો

## નામું

**૧. નામું**—આપણે ત્યાં ઉપજ, ખરચ, લેવડ, દેવડ, ઘણી જાતનાં અને અનિયમિત હોય છે; તે જે પ્રકારનાં હોય તે બરાબર રીતે કાગળ ઉપર લખવામાં આવે તેને **નામું** કહે છે.

**૨. નામાની જરૂર શી?**—પેદાશ કેટલી અને ખરચ કેટલો તે જોવાથી કરકસરની ટેવ પડે છે. કોની કોની પાસે કેટલું કેટલું લહેણું અને કોનું કોનું કેટલું કેટલું દેવું છે તે બરાબર રીતે સમજાય છે, જેથી તરતકરારનો વખત આવે નહિ. નોકર વગેરેથી ચોરી થાય નહિ, કયા માલમાં નફો રહ્યો; અને તે કેટલો તેમજ કયા માલમાં ખોટ ગઇ, અને તે કેટલી; એ બધું નામાથી માલુમ પડે છે. માલ ચોરાયો હોય તો તે પણ માલમ પડે છે. દરરોજનું લહેણુદેણુ અને ઉપજ ખર્ચ મોઢે રહી શકે નહિ, અને તે લાંબા વખતે ભૂલી જવાય માટે નામું રાખવુંજ જોઇએ, અને તે આપ લે વતાંજ ઘણા વેપારીઓ લખી લે છે, પણ સંભારીને લખવા ઉપર મુલતવી રાખતા નથી. જેઓ એ કામમાં આળસ કરે છે, તેઓ પોતાના ધંધામાં ફાવી શકતા નથી, માટે નામું રાખવાની ખાસ જરૂર છે.

**૩. ચોપડા બાંધવાની રીત**—દરેક કાગળના બબ્બે કે ત્રણ ત્રણ પાનાં પાડીને દરેક પાના ઉપર છ, આઠ કે બાર સર અવળા સવળી પાડે છે. અને મથાળે કે વચ્ચોવચ દોરાવતી બાંધે છે. કોઇ ચામડાનું બ્રાઉનપેપર કે કપડાનું પુઠું રાખે છે, હમણા હમણા અંગ્રેજી રિવાજ પ્રમાણે કેટલાક વેપારીઓ ડાયરી બુકો રાખે છે; પણ તે જલદી ફાટી તુટી જવાનો સંભવ છે. માટે ઉપરની ચોપડા બાંધવાની રીતજ ઘણી સારી છે.

**૪. ચોપડાના સળ વિષે**—પોતાનું લખાણ નિયમિત રાખવા માટે દરેક પાનામાં છ, આઠ કે, બાર સળ અવળા સવળી રાખે છે, પણ ઘણો પ્રચાર તો આઠ સળનો છે.

**૫. ચોપડો એટલે શું?**—નામું લખવાના સરવાળા કાગળના બાંધેલા જથ્થાને ચોપડો કહે છે.

**૬. નામું લખતી વખતે**—યાદ રાખવાની બાબતો.

क–લેવું તો પ્રથમ લઇ પછી લખવું (જમા કરવું.)

ख–આપવું તો પ્રથમ લખી (ઉધારી) પછી આપવું.

ग–રૂા. આવ્યા કે ગયા, આવ્યા હોય તો જમે કરવા અને ગયા હોય તો ઉધારવા.

घ–આવ્યા પણ નહિ અને ગયા પણ નહિ એમ હોય એટલે માલ, હુંડી, પહોંચ, ભરતીઉં, રૂપીઆની કબુલાત, કોઇ ચીજની અદલ બદલ, વગેરે આવ્યું ગયું હોય તો જેટલા રૂા. જમા કરવા તેટલાજ રૂા. પાછા ઉધારવા, અને જેટલા રૂ. ઉધારવા તેટલાજ રૂા. પાછા જમા કરવા. આવી રકમોને જમા ખર્ચી રકમો કહે છે.

च—આપણું ઘર કેવડું છે, તેમાં કઇ કઇ સગવડો છે, તેમ નામાનું ઘર **ખાતાવહી** છે, ખાતાવહીમાં ખરચ ખાતાંઓ માલ ખાતાંઓ, મીલકત ખાતાંઓ, વેપારીઓનાં ખાતાંઓ, ઘરાકોનાં ખાતાંઓ ગામના અને બહાર દેશાવરના, દલાલ, મુકાદમ, મહેતાજીઓ વગેરેનાં પરચુરણ ખાતાંઓ કયાં કયાં છે, તે યાદ રાખીને મેળનોંધમાં લખવું, અને જે નવુંજ ખાતું હોય, તે રકમ નવે ખાતે

લખવી, પછી મેળ બંધ કરી એકચિત્તે ખતવવું. કોઇ રકમ ખતવવી રહેવી ન જોઇએ. એકને બદલે બીજાને ખાતે ખતવાય નહિ તેની સંભાળ રાખવી, જમા રકમ હોય તે ઉધાર તરફ ખાતામાં ખતવાય નહિ, નવી રકમ ખાતું પાડીને ખતવવી. વિગતખાતું, શ્રી મેળખાતું કે બાબત ખાતું ખતવાય નહિ, પણ તેના પેટામાંની ખાતેવાર રકમો હોય તેજ ખતવવી. શ્રી પુરાંત અને શ્રી જણુસ બાકી એ રકમો કોઇ પણ ખાતે જમા ઉધાર નથી, માટે તે રકમો ખતવવામાં આવતી નથી.

**છ**–એક ખાતે વિગતવાર માલ, ભાવ રૂા. હસ્તે આવ્યા ગયા હોય, જુદી જુદી મિતિના હોય, તો તેનું પેટું પડે છે, અને પેટાંનો સરવાળો માથે ચઢે છે. (જુઓ આશો વદ ૩ નો મેળ ) પાનું ૩૩.

**જ**–કાચું બંધ કરી પાકું કરતી વખતે નામવાર ખાતેની રકમો પ્રથમ લખવી, પછી માલ ખાતેની, અને છેવટે ખરચ ખાતેની રકમો લખવી. પરંતુ એ પ્રમાણે થોડાજ લખે છે. હિસાબ અને સરવાળા ફરીથી કરી સિલ્લક કાઢવી; કે જેથી હિસાબમાં અને સરવાળામાં ભૂલ થઇ હોય તેમજ કોઇ રકમ લખવી રહી ગઇ હોય તો તે પકડાય છે.

**ઝ**–જેને નામે કરીએ અગર ઉધારીએ તે વખતે તેની સાથે વાત કરતા હોય તેમ લખવું એટલે તે બંધાય છે, અને આપણે છુટા રહીએ છીએ.

**ટ**–અટકમાં શાહ અગર જે અટક હોય તેનો પહેલો અક્ષર, શા૦ બાબતમાં બા૦ હસ્તેમાં હા૦, રૂપીઆમાં રૂા૦, દરમાં દા૦; ખાંડીમાં ખાં૦ ગાલ્લીમાં ગા૦; હંડ્રવેટમાં હં૦; તારીખમાં તા૦; વગેરે વગેરેમાં પહેલો અક્ષર અને મીંડું કાઢવામાં આવે છે.

**ઠ**–જેજે ખાતે આંકડા ચઢે ત્યાં બેવડી લીટી; પછી બાબતમાં એકવડી લીટી; તેજ પ્રમાણે પેટાંની રકમોમાં પણ જ્યાં આંકડો હોય ત્યાં બેવડી લીટી અને બાબત હોય તો એકવડી લીટી દોરાય છે.

પણ આ પુસ્તકમાં બેવડી લીટીને સ્થાને એક લીટી દોરી છે અને એક લીટીની જગ્યાએ લીટી મુકીજ નથી.)

ड–જે સળની રકમોનો સરવાળો કરવો હોય તે સળ મુકી બેવડી લીટી દોરી સરવાળો કરવામાં આવે છે.

(જુઓ આશો વદ ૧ નો મેળ) પાનું ૨૫.

ढ–જમાનો જ અને ઉધારનો ઉ મેળ દોરતી વખતે કાઢવામાં આવે છે.

ण–નામને અટક, ખરચ અને માલ ખાતાં વગેરેને શ્રી લગાડવામાં આવે છે.

**૭. ચોપડાના સળનો ઉપયોગ**—ચોપડાના આઠ સળ હોય છે, જેમાં જમાના ચાર સળ અને ઉધારના ચાર સળ. તેમાં પહેલા સળમાં ખાતાંની રકમનો રૂ૦નો આંકડો ભરવામાં આવે છે, અને ત્રણ સળમાં લખાણ લખવામાં આવે છે. પેટું પાડવું હોય તો બીજા સળમાં આંકડો અને બે સળમાં લખાણ લખવામાં આવે છે, અને પેટાંનું પેટું પાડવામાં આવે તો અરધા સળમાં આંકડો અને દોઢ સળમાં લખાણ લખવામાં આવે છે. જો છ સળનો ચોપડો હોય તો ત્રણ સળમાંથી ૦ાા સળમાં આંકડો અને અઢી સળમાં લખાણ લખવામાં આવે છે, એક રકમ માટે પેટું પાડવામાં આવતું નથી. ( જુઓ આશો વદ ૩ ના મેળમાં ) પાનું ૩૩.

**૮ નવું વર્ષ ગણવા વિષે**—ઘણાજ વેપારીઓ કારતક સુદ ૧ થી નવું વર્ષ ગણે છે, પણ કોઇ કોઇ ચૈત્ર સુદ ૧, કોઇ કોઇ તા. ૧ લી જાનેવારીથી, ને પારસી મુસલમાન વગેરે લોકો પોતપોતાનાં બેસતાં વર્ષથી નવું વર્ષ ગણે છે. જેને જેવો રિવાજ. પણ ઘણો રિવાજ કારતક સુદ ૧ થી ગણવાનો છે.

**૯ ચોપડાનું પૂજન કરવા વિષે**—સૌ કોઇ પોત પોતાના ઇષ્ટ દેવનાં નામ લખી લાભ સવાઇ કાઢે છે, અને પછી કંકુ, ફૂલ પાન, ચંદન, વગેરે ચઢાવી ધુપ, દીપ, યજ્ઞ, વગેરે કરી ઇશ્વરની ઉપાસના કરે છે કે હે ઇશ્વર! તું મારા વેપારમાં સહાય થઇ

મારી લક્ષ્મી સંવાગણી કરજે. (જુઓ આશો વદ ૧માં મેળ ઉપર પૂજા કરેલી છે.) પાનું ૨૪.

**૧૦. મિતિ ભરવા વિષે**—વચ્ચો વચ્ચ શ્રી ૧ા, પહેલા ત્રૈ સળમાં નિશાની અને પછી પહેલો સળ મુકી લીટી દોરી તેમાં સાલ મિતિ અને વાર તારીખ મહિનો સન ભરવું (લખવું.) પછી મેળ હોય તો ચાર સળમાં જમા અને ચાર સળમાં ઉધારે કરી લખવું; પછી જમાનો પહેલો સળ મુકી ત્રણ સળમાં એવડી લીટીઓ દોરવી, અને એજ પ્રમાણે ઉધારનો પહેલો સળ મૂકી ત્રણ સળમાં એવડી લીટીઓ દોરવી. અને પછી ગયા દિવસની સિલક હોય તેને **શ્રી પુરાંત** કરી લખવું. (જુઓ પાનું ૬૦.) અને નોંધમાં ઉપર પ્રમાણે મિતિ ભરી ઉધાર નોંધમાં 'ઉ' કરી પહેલો સળ મૂકી સાત સળમાં એવડી લીટીઓ દોરવી અને જમા નોંધમાં જ કરી સાત સળમાં એવડી લીટીઓ દોરવી અને પછી બીજા સળમાં તારીજ (તારણ) ઉધાર નોંધ હોય તો જમે કરવું અને જમા નોંધ હોય તો ઉધાર કરવું. (જુઓ આશો વદ ૧૧ નો મેળ અને નોંધ). પાનું ૬૦ થી ૬૪.

**૧૧. સિલક કાઢવા વિષે**—જમા ઉધારના સરવાળા કરી બીજા કાગળમાં જમામાંથી ઉધારનો સરવાળો બાદ કરતાં જે રહે તે આંકડો ઉધાર બાજુએ પહેલા સળમાં લખી ત્રણ સળમાં એવડી લીટી દોરી **શ્રી જણસ બાકી** કરી લખવું, પછી ઉધારનો પાછો સરવાળો કરવો. એ સીલક કાઢી મેળ બંધ થયો કહેવાશે. (જુઓ આશો વદ ૧ નો મેળ). પાનું ૨૫.

## ચોપડા વિષે.

**૧૨. નોકર, મજુર વગેરેને** વધુ લેવડ દેવડ હોતી નથી એટલે એ લોકો આવક, ખર્ચનું એકજ બેઠું ખાતું રાખે છે, અને જો ઉધાર આપ લે કરતા હોય તો તેઓનાં વધારાનાં બેઠાં ખાતાં રાખે છે. અને તેમાંજ જમા ઉધાર મિતિવાર લખ્યા જાય છે. અને જો વધારે આપ લે થતી હોય તો બેઠો મેળ અને ખાતાવહી રાખે છે.

**૧૩. આવક ખર્ચનું બેકું ખાતું**—એટલે રોકડ રૂા. આવે તે મિતિવાર જમા કરવા અને ખર્ચ થાય તે મિતિવાર ઉધારવા (જુઓ નમુનો નંબર ૧). પાનું ૧૧૦.

**૧૪ વધારાના ખાતા વિષે**—આવક ખર્ચના બેઠાં ખાતાંમાંથી એક ખાતેની રકમ તપાસ કરી કાઢતાં વાર લાગે અગર ભૂલથી આસામીવાર કોઈ રકમ રહી જાય માટે વધારાનાં બેઠાં ખાતાં [માણુસ માણુસોના લેણુ દેણુનાં] રાખે છે. તેમાં પણ મિતિવાર જમા ઉધાર લખ્યા જાય છે. (જુઓ નમુનો નંબર ૨) પાનું ૧૧૧.

**૧૫ બેઠો મેળ**—એટલે આઠ દિવસ, પંદર દિવસ કે મહિના સુધીનો મેળ રાખી તેમાં રકમ, મિતિ અને ખાતાંવાર જમા ઉધાર બાબત સાથે લખ્યા જવું અને સીલ્લક કાઢવી તે (જુઓ નમુનો નંબર ૩) પાનું ૧૧૧–૧૧૨.

**૧૬ ખાતાવહી** એટલે ખાતાંવાર ખતવેલો ચોપડો, જેમાં રકમ, મેળ પાનું અને મિતિ લખે છે, પણ જરૂરી ખાતાંઓમાં મુખ્ય બાબત લખે છે. (જુઓ નમુનો નંબર ૪) પાનું ૧૧૩.

**૧૭ નાના વેપારીઓ**—જેવા કે પરચુરણ અનાજ, કાપડ, વગેરે વેચનાર તેમજ કટલરી, દવા, ફ્રુટ, મશીનરી સામાન, તરકારી, પાનબીડી, મીઠાઇ, લોઢાંવાળા, વીશીવાળા, હોટલવાળા વગેરે દુકાનદારો બેઠોમેળ, કાચો રોજમેળ, પાકો રોજમેળ, રોકડમેળ, કાચીપાકી નોંધ, (નોંધ બે હોય છે. (૧) જમે નોંધ (૨) ઉધાર નોંધ.) બીલબુક બે, ઉધાર અને રોકડ. જાંગડબુક, ખાતાવહી, ઉઘરાણીબુક, વગેરે ચોપડાઓ જેને જેવો વહીવટ [ કામકાજ ] તે પ્રમાણે રાખે છે.

**૧૮. કાચો રોજમેળ**—એટલે રોજે રોજની ઉધાર અને રોકડ લેવડદેવડનું ટાંચણુ કે ટીપ્પણુ કરવું તે. (જુઓ નંબર ૫) પાનું ૧૧૪.

**૧૯. પાકો રોજમેળ**—એટલે રોજે રોજનું ટાંચણુ કે ટીપ્પણુ ઉપરથી સારા અક્ષરે એક ખાતે બે વાર જમા હોય, અગર એક ખાતે બે વખત ઉધાર હોય તો તે એક કરી લખવું વીગત

અધુરી હોય તો તે પૂરેપૂરી લખવી. (ગામનું નામ, હસ્તે ખરી મિતિ) વગેરે જે લખવું રહ્યું હોય તે પૂરેપૂરૂં લખવું. (જુઓ નમુનો નંબર ૬) પાનું ૧૧૫.

૨૦ **રોકડ મેળ**–રોજ રોજની રોકડી રકમો કે રોકડ જેવી જમાખર્ચી રકમોનું નામું માંડવાનો ચોપડો.

(જુઓ આશો વદ ૧૧ નો મેળ) પાનું ૬૦.

૨૧ **બીલ બૂક**–ઉધાર અથવા રોકડેથી માલ આપીએ તો તેનો સામા માણસને આંકડો કરી આપવો તે. બીલબૂક માલ ધણી પોતે પોતાના નામની છપાવી રાખે છે. (જુંઓ નમુનો નંબર ૭) ખાતાંના આંકડાને અગ્રેજીમાં બીલ કહે છે. અને કેટલાક ભરતીઉં પણ કહે છે. પાનું–૧૧૭–૧૧૮.

૨૨ **નોંધ**–ઉધાર માલ આપીએ અને લાવીએ તેનું જમા ખર્ચ નાંખવાનો ચોપડો.

૨૩ **ઉધાર નોંધ**–આપણે સવારથી સાંજ સુધીમાં જેને જેને માલ ઉધાર આપ્યો હોય તેનું જમાખર્ચ નાંખવાનો ચોપડો (જુઓ. આશો વદ ૧૦ની નોંધ ) પાનું. ૬૩.

દેશાવર માલ મોકલ્યાનું જમા ખર્ચ ભાગ ૨ જા માં છે.

૨૪ **જમા નોંધ**–સવારથી સાંજ સુધીમાં જેને જેને ત્યાંથી માલ લાવ્યા હોઈએ તેનું જમા ખર્ચ નાંખવાનો ચોપડો. (જુઓ આશો વદ ૧૦ની નોંધ) પાનું. ૬૪.

દેશાવરથી માલ આવ્યો હોય તેના ભરતીઆંનું જમા ખર્ચ પાનું ૪૮ અને નોંધથી ભાગ ૨ જા માં છે.

૨૫ **કાચી ઉધાર નોંધ**–ઉધાર બીલબુક એજ કાચી ઉધાર નોંધ છે. હવે બીલબુક ઉપરથી કાચી નોંધ કરવાનો રિવાજ બંધ થયો છે, પણ કોઇ કોઇ હજુ કરે છે, હવે કેટલાક તો ઉધાર બીલબુક ઉપરથીજ પાકી ખાતાવહીમાં ખતવતા થઇ ગયા છે. તેથી ખર્ચ અને વખતનો બચાવ થાય છે પણ ભુલ થવા સંભવ રહે છે.

૨૬ **પાકી ઉધાર નોંધ**–ઉધાર બીલબુક ઉપરથી જે સાસ અક્ષરે નોંધ કરવામાં આવે છે તે.

૨૭ **કાચી જમે નોંધ**–આવેલાં બીલ અથવા ભરતીઆં ઉપરથી જે નોંધ કરવામાં આવે છે તે નોંધ કોઇકજ રાખે છે.

૨૮ પાકી જમે નોંધ—આવેલાં બીલ અથવા ભરતીઆં અથવા કાચી નોંધ ઉપરથી જે સારા અક્ષરે નોંધ કરવામાં આવે છે તે.

૨૯ જાંગડ બૂક—કીંમત ઠેરવી માલ જોઇએ તેટલો વેચવા અગર વાપરવા વાયદે લઇ જાય તેમાંથી પસંદ પડે તેટલો વેચવા રાખે, વેચાય તેટલો વેચે, અને બાકી માલ પાછો આપી જાય તે લખવાના ચોપડાને જાંગડ બુક કહે છે, અને ત્યાર પછી મેળ અથવા નોંધમાં લઇ જાય છે, અથવા તેના ઉપરથી ખાતાવહીમાં ખતવે છે, (જુઓ નમુનો નંબર ૮) પાનું ૧૧૯.

૩૦ ઉઘરાણી બુક—જેને જેને ઉધાર માલ આપ્યો હોય તેઓનાં ખાતાં પાડી ખાતાંની અંદર આંકડો મિતિ અને જરૂરી બાબત સાથે નોંધ અને મેળ ઉપરથી ખતવાએલો ચોપડો (જુઓ નમુનો નંબર ૯) પાનું ૧૨૦.

## વ્યાજ વિષે.

૩૧ વ્યાજ—રૂ. આપવા લેવામાં જે સેંકડે અને મહિને કે વરસે વધારો આપવા લેવાનો ઠરાવ કરવામાં આવે છે તેને વ્યાજ કહે છે.

વ્યાજ વહી—ખાતાવહી ઉપરથી જે જે વ્યાજુ ખાતાંઓ હોય તેઓનું વ્યાજ ગણી રાખવાના ચોપડાને વ્યાજવહી કહે છે (જુઓ નમુનો નંબર ૧૦–૧૧)પાનું ૧૨૨–૧૨૩.

૩૩ વ્યાજનું ખોખું બનાવવાની રીત—પ્રથમ ચોપડાનું પાનું અને પછી અધવચમાં શ્રી૧ા લખી પ્રથમ સળમાં નિશાની લખવી, અને તે સળ મુકી નીચેના બીજા સળથી સળંગ (આખી) લીટી દોરવી, અને તેમાં જેનું વ્યાજ ગણવું હોય તેની અટક, નામ, ગામ, ખાતું, પાનું, વગેરે લખી જે સાલનું વ્યાજ ગણવું હોય તે સાલ લખવી; પછી જમા ઉધાર કરી પ્રથમ જમાનો અને પ્રથમ ઉધારનો સળ કોરો રાખી પછી રૂ. નો આંકડો મિતિ લખી જે રીતથી વ્યાજ ગણવું હોય તે રીતે માસ દિવસ કાઢી વ્યાજ ગણવા. (જુઓ નમુનો નંબર ૧૦–૧૧) પાનું ૧૨૨–૧૨૩

**૩૪. તારીજ કાઢવા વિષે**—તારીજ એટલે ઉપર ગણેલા વ્યાજનું છેવટનું શું તત્વ રહ્યું તે. (જુઓ નમુનો નંબર ૧૦-૧૧) પાનું ૧૨૨-૧૨૩.

**૩૫. મુદ્દત કાઢવા વિષે**—મુદ્દત કાઢવી એટલે જે રૂા. ના માસ દિવસ કાઢવા હોય તે. રૂા. ની મિતિથી જ્યાં સુધીના રૂા. નું વ્યાજ ગણવું હોય, તે મિતિ સુધીના માસ દિવસ ગણી કાઢવા. તેમાં પેટાં ફોડ રીતે પહેલો દિવસ ગણે તો છેલ્લો દિવસ ગણવો નહિ. પણ બાકી લેણા અગર દેવા હોય તેમાં પહેલો અને છેલ્લો બેઉ દિવસ ગણાય છે. (જુઓ નમુનો નંબર ૧૧) પાનું ૧૨૩.

**૩૬. શર કાઢવાની રીત**—રૂા. આનાને મહિનાએ ગુણવાથી જે આવે તે શર (દોકડા) બદામ આવે; અથવા રૂા, અને આનાને દિવસે ગુણી ૩૦ એ ભાગવાથી જે ભાગાકાર આવે તે દોકડા બદામ આવે.

**૩૭. વ્યાજ કાઢવાની રીત**—જે નક્કી શર બાકી લેણા અગર દેવા આવ્યા હોય તેને ટકાની તેરીખે ગુણવાથી જે આવે તે દોકડા થાય, અને આનાની તેરીખે ગુણવાથી જે આવે તે બદામ થાય.

**૩૮. ટકા વ્યાજ અને તેરીખ વ્યાજ**—ટકા વ્યાજ કહ્યું હોય તો વરસ એકનું વ્યાજ જાણવું, અને તેરીખ વ્યાજ કહ્યું હોય તો મહિના એકનું વ્યાજ જાણવું.

**૩૯. સાદું વ્યાજ**—અસલની રીત. જમાની અને ઉધારની બંને બાજુની રકમના માસ દિવસ ગણી શર કાઢી વ્યાજ ગણવામાં આવે છે. (જુઓ નમુનો નંબર ૧૦) પાનું ૧૨૨.

**૪૦. કાપતું વ્યાજ**—હાલની સુધરેલી રીત મોટી રકમમાં નાની રકમ પેટાં પાડી સમાવવી, અને જે તરફ મુદત આવતી હોય તે કાઢી શર ગણી વ્યાજ ગણવામાં આવે તે. (જુઓ નમુનો નંબર ૧૧). પાનું ૧૨૩.

**૪૧. પેટાં ફોડવાની રીત**—પ્રથમ એક રકમ જમાની પહેલો સળ શરનો મુકી લખવી અને એક રકમ ઉધારની પહેલો સળ

શરનો મુકી લખવી. એ બે રકમમાં નાની જમાની રકમ ઉધારની મોટી રકમમાં સમાઈ ગઇ. હવે જમે બાજી બીજી રકમ લખી તે પણ ઉધારની મોટી રકમમાં સમાઇ ગઇ. હવે જમાની ત્રીજી રકમ જમા બાજુ લખી તે પણ ઉધારની મોટી રકમમાં સમાઇ ગઇ. હવે જમાની ચોથી રકમ અને ઉધારની બીજી રકમ લખી તો જમાની મોટી રકમમાં ઉધારની નાની રકમ સમાઇ. હવે ઉધાર તરફ ત્રીજી રકમ લીધી તે જમાની રકમમાં સમાતી નથી માટે જમાની રકમમાં જોઇતા રૂા. ૩૦) લીધા તે ઉધારની રકમમાંથી લીધા, હવે પાંચમી રકમ જમેની લખી તે ઉધારની રકમમાં સમાઇ ગઇ હવે જમાની છઠ્ઠી રકમ લીધી તે ઉધારની ત્રીજી રકમમાં સમાતી નથી માટે ઉધારની ત્રીજી રકમમાં ઘટતા રૂા. ૧૫) જમાની છઠ્ઠી રકમમાંથી લીધા. એ પ્રમાણે ખાતાંમાં જેટલી રકમ હોય તે તમામ રકમોનું કરતા જવું. (જુઓ નમુનો નંબર ૧૧) પાનું ૧૨૩.

## વ્યાજુ ધંધાવાળાઓ.

**૪૨. વ્યાજુ ધંધાવાળાઓ ચોપડા રાખે છે તે**—બેઠો મેળ અથવા રોજમેળ, કાચો પાકો મેળ, ખાતાવહી, ઉઘરાણી બુક હુંડીવહી, વ્યાજવહી, સામાદસ્તક, વગેરે ચોપડા રાખે છે.

**૪૩. સામા દસ્તકની ખાતાવહી**—જેને જેને વ્યાજે રૂા. આપીએ તેમની પાસે ખાતું પડાવી લઇ એક આનાની ટીકીટ ઉપર સહી કરાવી લેવાનો ચોપડો. (જૂઓ નમુનો નંબર ૧૨) પાનું ૧૨૪.

## હુંડી વિષે.

**૪૪. હુંડી**—એટલે વેપારીઓમાં ચાલતી નોટ, જેને અંગ્રેજીમાં ચેક કહે છે, તે કોરા કાગળ ઉપર લખાય છે. કોરો કાગળ છ કે સાત આંગળ પહોળો અને વેંત લાંબો હોય છે, અને

તેથી ઓછો વત્તા પણ હોય છે. કેટલાક તેને છપાવી રાખે છે, પણ છપાવનાર રૂા. રાખ્યાવાળાનું નામ, મુદત, મિતિ વગેરે જે જે લખવાનું હોય તે જગ્યા કોરી રાખી છપાવી રાખે છે.

## ૪૫. હુંડી લખવાના નિયમો.

**क**. ચાર આંગળ મથાળું કોરૂં રાખવું, પછી વચ્ચો વચ્ચ શ્રી ૧ા, ડાબી બાજુએ નિશાની, અને જમણી બાજુએ નંબર લખવો.

**ख**. એક સળ જેટલી જગ્યા કોરી રાખવી; પછી સ્વસ્તિ શ્રી વગેરે શુભ સૂચક શબ્દ લખવો.

**ग**. હુંડી જ્યાં લખવી હોય તે ગામનું નામ.

**घ**. જેના ઉપર હુંડી લખવી હોય તેની અટક અને નામ પુરેપુરૂં લખવું.

**च**. હુંડી જેણે જે ગામથી લખવી હોય તેણે જોગ શ્રી અમુક ગામથી ફલાણા એટલે લખનારે પોતાની અટક અને નામ પુરેપુરૂં લખવું, અને પછી સામાવાળાને જે લખવું હોય તે, જેગોપાળ, જુહાર; સલામ, વગેરે. યોગ્યતા પ્રમાણે વાંચશો એમ લખવું.

**छ**. જત અત્રેથી રાખ્યા, એટલે રૂા. લઇ હુંડી લખી આપનારે પોતાની અટક અને નામ પુરેપુરૂં લખવું. અગર શાહ જોગ પાસેથી પણ લખાય છે.

**ज**. રૂા. નો આંકડો અને પછી અંકે લીધા તે.

**झ**. શાહ વેપારી જોગ અગર જેને નાણાં અપાવવાં હોય તેની અટક અને નામ.

**ट**. નાણાં આપવાની મુદત.

**ठ**. નાણાં હુંડીની રીતનાં, અથ, ઠામ, ઠેકાણું; ચોકસ કરી આપજો એમ લખવું.

ड. નિશાની એજે કાગળ મધ્યે લખીશું અથવા અમારે ખાતે ઉધારી આપશો લખે છે.

ण. હુંડી લખી તે મિતિ, વાર, તારીખ, દસ્તક વગેરે લખવું પછી એવઢી લીટી દોરી વધેલો કાગળ ફાડી નાંખવો.

त. હુંડી લખી તેની બીજી ભાજુએ ચોકઠાંમાં રૂ. નો આંકડો અને પછી બમણા કે ચોગણા કરી આપવા લખવું.

थ. છેવટે જેના પર હુંડી લખી હોય તેનું પુરેપુરૂં સરનામું લખાય છે.



# હુંડી

શ્રી ૧।

નંબર. ૭૧.

સ્વસ્તિ મુંબઇ બંદર મહાશુભસ્થાને પૂજ્ય શ્રી પાંચ દેશાઇ પરાગજી સુરભાઇની કું૦ જોગ, શ્રી વલસાડ ભાગડા બંદરેથી લી૦ મોદી દુલ્લભદાસ ગોપાળજીના નમસ્કાર વાંચશો. જત અત્રેથી રાખ્યા દેશાઇ નાનાભાઈ હરિભાઈ પાસેથી રૂા. ૧૨૦૦) અંકે એક હજાર બસો લીધા; તે શાહ વેપારી જોગ, મુદત તુરત નાણું હુંડીની રીતના અથ ઠામ ઠેકાણું ચોકસ કરી આપજો. નિશાની એજે કાગળ મધ્યે લખીશું. એજ કામકાજ. સાલ ૧૯૭૫ના ભાદરવા સુદ ૧૧ને વાર શનિ તા. ૬—૯—૧૯૧૯ દા. પોતે.


રૂ. ૧૨૦૦) રૂપીઆ છસોથી બમણા પુરા કરી આપજો.

શ્રી પાંચ દેશાઈ પરાગજી સુરભાઈ ક્રુાં૦

ઠે. પાયધુની. મુ૦ મુંબઈ

# સરવાયાં બુક વિષે.

**૪૬. સરવાયાં બુક**—જેમાં મહિને, ત્રણ મહિને, છ મહિને, કે વરસ આખરે દરેક ખાતાંઓની બાકી પાકી ખાતાવહી ઉપરથી ઉતારી લઇ સીલક કાઢવામાં આવે છે, તેને સરવાયાં બુક કહે છે. સરવાયાં બે જાતનાં હોય છે, (૧) કાચું સરવાયું. (૨) પાકું સરવાયું.

**૪૭ કાચું સરવાયું**—મહિને, ત્રણ મહિને, કે છ મહિને જ્યારે જોઇએ ત્યારે પાકી ખાતાવહી ઉપરથી દરેક ખાતાંઓની બાકી ઉતારી કાઢી પછી જમા ઉધાર રકમના સરવાળા કરી સીલક કાઢવામાં આવે છે, અને તે સીલક છેલ્લા મેળની સીલક સાથે મળી રહે ત્યારે જાણવું કે આપણું સરવાયું બરાબર છે, તે સરવાયાંને કાચું સરવાયું અથવા અવલ સરવાયું કહે છે. (જુઓ નમુનો નંબર ૧૩) પાનું ૧૨૫.

**૪૮. પાકું સરવાયું**—દરેક ખરચ ખાતાંઓ અને માલ ખાતાંઓ વગેરે જે જે ખાતાંઓ માંડી વાળવાં હોય તે માંડી વાળી જુને ચોપડેની બાકી નવે ચોપડે ચઢાવવામાં આવી હોય તેનું જે સરવાયું કાઢવામાં આવે છે તેને પાકું સરવાયું અથવા આખર સરવાયું કહે છે; (જુઓ નમુનો નંબર ૧૪) પાનું ૧૨૬.

**૪૯. ખેડુતોએ નામું કેવું રાખવું**—જેમને ત્યાં બીલકુલ નામું નહિ હોય તેઓએ જે દિવસથી નામું રાખવું હોય તે દિવસે પોતાની માલ મીલકત ઘર, જમીન, જાનવર, અનાજ, રોકડ, ઘરેણાં વગેરે સ્થાવર જંગમ તથા લહેણું જે જે ખાતાંઓ રાખવાં હોય તે તે ખાતે કીંમત રૂા. ઉધારી માલીકના ખાતે જમા કરવા અને દેવું હોય તે માલીકને ખાતે ઉધારી જેના જેના દેવા હોય તેઓના ખાતે જે મિતિના હોય તે મિતિ લખી જમા કરવા, અને ખેતી અંગે ખરચ થાય તે ખેતી ખાતે અને ઘરનો ખરચ તે ખરચ ખાતે ઉધારવા, અને ખેતીની આવક આવે તે ખેતી ખાતે જમા કરવી. એ પ્રમાણે દરરોજની મિતિ લખી ખાતાં વાર

જમા ઉધાર લખ્યા જવું, તેઓએ બેઠા મેળ અને ખાતાવહી રાખવી. (જુઓ નમુનો નંબર ૧૫) પાનું ૧૨૭.

**૫૦. સ્ત્રીઓએ ઘરનો હિસાબ કેમ રાખવો**—ખરચ માટે જે રૂા. આવે તે મિતિ અથવા તારીખ લખી જમા કરવા અને તેમાંથી જે ખરચ થાય તે મિતિ અથવા તારીખ લખી ઉધાર્યા જવું, (જુઓ નમુનો નંબર ૧૬) પાનું ૧૩૦.

**૫૧. વરસ આખરે ખાતાંઓની માંડવાળ વિષે**—જમા ખર્ચમેળ મનોયત્ન ૧૭ પાનું ૮૦ અને ખાતાવહી પાનું ૮૬ થી ૧૦૨ જુઓ. અને નિયમ પાનુ ૧૩૪ જુઓ.

**૫૨. નવા ચોપડાની શરૂઆત વિષે**—મનોયત્ન ૧૮ પાનું ૮૫ અને ખાતાવહી પાનું ૧૦૩.

**૫૩. ભરતીઉં**—એટલે માલની ખરીદીના રૂા. અને તે ઉપર ઉપર થએલો ખર્ચનો નકકી આંકડો કરી મોકલવો તેને ભરતીઉં કહે છે. (જૂઓ નમુનો નંબર ૧૭) પાનું ૧૩૧.

**૫૪. મંગાવેલા માલના (દિશાવરથી) આવેલાં ભરતીઆંનું જમા ખર્ચ**—જેણે માલનું ભરતીઉં મોકલ્યું હોય તેને ખાતે ભરતીઆંના નક્કી રૂા. જમા કરી માલ ખરીદ ખાતે ઉધારવા અને [જો દરેક માલ ખાતાં જુદાં હોય તો તે જે જે માલ આવ્યો હોય તે માલ ખાતે ઉધારવું, પેટામાં ભરતીઆંની નકલ ઉતારી જવી]. જુઓ મનોયત્ન ૭ મું પાનું ૪૮.

**૫૫. કાગળ**—એટલે એક માણસે બીજા માણસ ઉપર પોતાની હકીકત જાણ કરવી તે. જુઓ નમુનો નંબર ૧૮ પાનું ૧૩૨.

**૫૬. તારીજ વિષે**—પાનું ૧૦૯ જુઓ.

**૫૭.** ખાતાંનો આંકડો એટલે કોઇ પણ પોતાની લેવડ દેવડનો મિતિ અને વિગતવાર લખાએલો હિસાબ જુઓ. નમુનો નંબર ૨ પાનું ૧૧૧–૧૨૦.

૫૮ બારદાન, તોલ, વટાવ, મુદત વિષે પાનું ૧૩૫.

૫૯ પહોંચ એટલે રૂા૦ ભરે તેની રસીદ (પાવતી) આપવી. જુઓ નમુનો નંબર ૧૯ પાનું ૧૩૩.

# મનોયત્ન ૧ લું. (સવાલ.)

આપણી દુકાન પરચુરણ માલની છે. તો આપણા ઘરાકને વટાવ આપવાનો રિવાજ નથી અને આપણે વેપારી છીએ તો માલના પૈસા આપીએ ત્યારે વેપારી પાસે વટાવ કાપીને નાણાં આપવાનો રિવાજ છે. પણ સાફી માલ લીધો હોય તો વટાવ કાપતા નથી.

સાલ ૧૯૮૦ ના આસો વદ ૧ ને વાર સોમ તા. ૧૩–૯–૧૯૨૪.

૧. દેશાઇ નાનાભાઇ હરિભાઇએ પરચુરણ માલની દુકાન કાઢી છે તેમાં તેઓએ રોકડા. રૂા. ૨૧૦૦ કાઢયા છે, અને દેવું લહેણું નીચે પ્રમાણે જણાવે છે.

૨. આજ પહેલાંનું દેવું.

રૂ. ૧૫૦૦) શાલ ૧૯૮૦ ના મહા સુદ ૨ ના દેશાઈ મહાદેવ હરિભાઈના દા. રૂા. ૦)≈ની તેરીખના દેવા છે.

રૂ. ૨૦૦) બાઇ હરિગૌરી તે નંદશંકર તાપીશંકરની છોકરીના સાલ ૧૯૮૦ના વૈશાખ સુદ ૨ ના દા. રૂા. ૦। ની તેરીખના દેવા છે.

૩. આજ પહેલાનું લહેણું.

રૂ. ૩૭૦૧) શા. વરજદાસ લક્ષ્મીદાસ પાસે સાલ ૧૯૮૦ના પોશ સુદ ૫ ની મિતિના સાનગીરો દસ્તાવેજુ ઘર ગાળો ૧ મ્યુનીસી-પાલ ટીકા નંબર એ. ૫. ૩૨૩ વાળું લખી લઇ દા. રૂા. ०॥ની તેરીખે આપેલા છે.

રૂ. ૩૨૫) શા. છોટાલાલ છગનલાલને અવેજમાં સોનાની સાંકળી તોલા ૧૬।– ભારની લઇ દા. રૂા. ०॥ ટકા લેખે શાલ ૧૯૮૦ ના મહા સુદ ૧૦ મે આપેલા છે.

રૂ. ૧૫૦) શા. ભોગીલાલ આત્મારામને સામાદસ્તકનું ખાતું પાડી લઈ સાલ ૧૯૮૦ ના શ્રાવણ સુદ ૬ એ દા. રૂા. ०॥≈ ની તેરીખે આપેલા છે.

૪. ચોપડાનું પુંજન કર્યું તેમાં

| | |
|---|---|
| ૦)–। શ્રીફળ ૧. | ૦)≈ પાંન સોપારી. |
| ૦)०॥ ફુલ. | ०।– પુંજાનો સામાન. |
| ०॥ બ્રાહ્મણને રૂક્ષિણા. | ૧) શ્રીતાપીબ્રહ્મચર્યાશ્રમને. |
| | ०॥। મીઠાઇ. |

૨॥–॥।

૫. ટેબલ ૧ રૂા. ૧૧) નું, ખડીઓ રૂ. ૧) અને શેતરંજી ૧ રૂા. ૧૧) ની લીધી.

૬. બરૂ ૦)≡ રૂશનાઇનો શીશો ૧ રૂા. ૦ાા− નો લાવ્યા.

૭. મેમણ નુરમહમદ ડોસાભાઇને ત્યાંથી ખાંડ દા. ૧ ના મણ ૪]૭ શેર બારદાન શેર ૨ લેખે તોલ ૪૧ દા. રૂા. ૬] લેખે ઉધાર લાવ્યા. સાકી. (વટાવ નહિ.)

૮. રોકડેથી ચોખા ગુણ ૧૦ ના મણ ૫૦ ની ખાંડી ૨ાા દા. રૂ. ૮૦) લેખે શા૦ લાલદાસ ફકીરદાસને ત્યાંથી લાવ્યા વટાવ ટકા ૧ લેખે કાપી લીધો.

૯. ધી બોમ્બે બેંકમાં ખાતું કર્યું, દા, રૂા, ૦)≡ ની તેરીખે રૂા, ૧૧૦૦) રોકડા ભરી આવ્યા, પહોંચ બુક લાવ્યા.

૧૦. રોકડ વકરો રૂા, ૨૧ા નો થયો.

# રોજમેળ

## પૂજા.

ओ३म्

| | | |
|---|---|---|
| શ્રી | ગણેશાય | નમઃ |
| શ્રી | શારદાય | નમઃ |
| શ્રી | ગુરૂભ્યો | નમઃ |
| શ્રી ૧ા | | શ્રી ૧ા |

શ્રી૧ા

શ્રી ૧.

# મનોયત્ન ૧ લાનો જવાબ રો. પા. ૧

## શાલ ૧૯૮૦ના આસો વદ ૧ ને વાર સોમ તા. ૧૩–૯–૧૯૨૪

| જ | ઉ |
|---|---|
| ૦)૧ શ્રી ગણેશાય નમઃ | ૩૭૦૧) શા. વરજદાસ લખમીદાસના ખાતે ઉધાર ચાલુ સાલના પોશ શુદ ૫ બા. સાનગીરો દસ્તાવેજ મુજબ ઘર ગાળો ૧ મ્યુનીસીપલ નંબર $\frac{\text{એ. ૫}}{\text{૩૨૩}}$ દા, રુ, ૦ાા ની તેરીખ આજથી નવું નામું શરૂ કર્યું તે સારૂ તમારા ખાતે ઉધારી જમા છે. ખા. પા. ૨૯ |
| ૬૨૭૬) ભાઈશ્રી નાનાભાઈ હરિભાઇના ખાતે જમા બા૦ આજથી પહેલ વહેલું નવું નામું શરૂ કરવા સારુ પોતે પોતાનું લહેણું તથા રોકડા નીચે મુજબ જણાવે છે. | ૩૨૫) શા. છોટાલાલ છગનલાલના ખાતે ઉધાર ચાલુ સાલના મહા સુદ ૧૦ બા. અવેજમાં સોનાની સાંકળી તોલા ૧૬ાા ભારની દા, રુ, ૦ાા ની તેરીખે મુકી ગએલા જે આજથી નવું નામું શરુ કર્યું તે સારૂ તમારા ખાતે ઉધારી જમા છે. |
| ૪૧૭૬) લહેણું ઉધારી જમા છે. | |
| ૩૭૦૧) શા. વરજદાસ લખમીદાસ પાસે, | |
| ૨૩૫) શા. છોટાલાલ છગનલાલ પાસે. | |
| ૧૫૦) શા. ભોગીલાલ આત્મારામ પાસે. | |
| ૪૧૭૬) | |

૨૧૦૦) રોકડા

૬૨૭૬)

ખા. પા. ૬

૧૫૦૦) દેશાઇ મહાદેવ હરિભાઈના ખાતે જમા ચાલુ સાલના મહા સુદ ૨ બા૦ આજથી પહેલ વહેલું નવું નામું શરૂ કર્યું તે સારૂ તમારા દેવા રુ તમારા ખાતે જમા કરી ઉધાર છે. દર રૂા. ૦)≈ ની તેરીખના.

ખા. પા. ૧૬

૨) શ્રી વટાવ ખાતે જમા

ખા. પા. ૨

૨૦૦) બાઇ હરિગૌરી તે નંદશંકર તાપીશંકરની છોકરીના ખાતે જમા ચાલુ શાલના વૈશાખ સુદ ૨ ના બા. આજથી પહેલ વહેલું નવું નામું શરૂ કર્યું તે સારૂ તમારા ખાતે જમા કરી ઉધાર છે. દા. રૂા. ૦। ટકાની તેરીખના

ખા. પા. ૧૭.

૨૪।=।। મેમણ નુરમામદ ડોસાભાઇના ખાતે જમા બા. ખાંડ દા. ૧ના મણુ ૪।૭

૦)૬ બારદાન તોલ

૨) ૪)

ખા. પા. ૨૭

૧૫૦) શા. ભોગીલાલ આત્મારામના ખાતે ઉધાર ચાલુ સાલના શ્રાવણ શુદ ૬ બા. સામા દસ્તકના ખાતાં મુજબ દા, રૂ, ૦।।।= ની તેરીખેના આજથી નવું નામું શરૂ કર્યું તે સારૂ તમારા ખાતે ઉધારી જમા છે.

ખા. પા. ૭

૧૭૦૦) ભાઇશ્રી નાનાભાઈ હરિભાઇના ખાતે ઉધાર બા. આજથી નવું નામું શરૂ કર્યું તે સારૂ દેવા રૂા. નીચે મુજબના તમારા ખાતે ઉધારી જમા છે.

૧૫૦૦) દેશાઈ મહાદેવ હરિભાઈના.

૨૦૦) બાઇ હરિગૌરી તે નંદશંકર તાપીશંકરની છોકરીના.

૧૭૦૦)

ખા. પા. ૧

૧૪ બાકી દા. રૂ. ૬) લેખે તે ઉધાર શ્રી માલ ખરીદ ખાતે.
ખા. પા. ૫

૨૧। શ્રી માલના વકરા ખાતે જમા ખા. વકરાના રોકડા
ખા. પા. ૧.

૮૦૨૩ાાન્ાા

૨૨૪)ન્ાા શ્રી માલ ખરીદ ખાતે ઉધાર.

૨૪)ન્ાા ખાંડ દા. ૧ ના મણ ૪)૭ ના જમે મેમણ નુર મામદ ડોસાભાઈ ના ખાતે

૨૦૦) ચોખા ગુણુ ૧૦ ના મણુ ૫૦ ની ખાંડી ૨ાા દા. રૂ. ૮૦) લેખે રોકડા હા. શા. લાલદાસ ફકીરદાસ.

૨૨૪)ન્ાા
ખા. પા. ૧

૧૧૦૦) ધી બેંક ઓફ બોમ્બેના ખાતે ઉધાર ખા. રોકડા લીધા દા. રૂ. ૦)≡ ની તેરીખે ચાલુ ખાતે પહોંચ બુક આપી હા. મણીલાલ
ખા. પા. ૮

૨૩) શ્રી સરંજામ ખાતે ઉધાર

૧૧) ટેબલ ૧.

૧) ખડીઓ ૧.

૧૧) શેતરંજી ૧

૨૩)
ખા. પા. ૪

૩।~।। શ્રી ખરચ ખાતે ઉધાર
બા. ચોપડાનું પુંજન કર્યું

૦)~। શ્રીફળ ૧ ના

૦।।૦।। મીઠાઈ  પુલ
૦।।  ૦)૦।।

૦।। બ્રાહ્મણને દક્ષણા

૦)≡ પાન સોપારી

૦)~ પુંજાનોસામાન

૧) તાપી બ્રહ્મચર્યા-
શ્રમમાં મોકલ્યો

૦।।~રૂશનાઈનો શીશો
૧.

૦)≡ બરૂ

૩।~।।
ખા. પા. ૩

૭૨૨૬।।૦।

૭૯૬।।~। શ્રી જણુસ બાકી

૮૦૨૩।~।।

# મનોયત્ન ૨ જું (સવાલ).

સાલ ૧૯૮૦ના આસો વદ ૨ ને વાર ભોમ તા. ૧૪–૯–૧૯૨૪.

૧. આજની સીલક રૂ. ૭૯૬॥॥ છે.

૨. રૂપીઆ એકસોની નોટના રોકડા આપ્યા તેના વટાવનો રૂ. ૦। રોકડો શા. માધવરાવ લક્ષ્મીદાસ પાસેથી મળ્યો.

૩. શા૦ છોટાલાલ નાનચંદથી ઘહું ગુણ ૧૨ ના મણ ૬૦ ની ગાડી ૨ દા. રૂા, ૧૦૫) લેખે રોકડેથી લીધા વટાવ ટકા ૧ લેખે કાપી લઇ રૂા. આપ્યા.

૪. દેશાઈ રણછોડજી ગોવિંદજીને ઉધાર નીચે મુજબ માલ આપ્યો હા, પોતે, ગહું મણ ૫ દા, રૂા. ૩॥॥–લેખે, ખાંડ મણ ૦॥ દા, રૂા, ૬॥ લેખે ચોખા મણ ૫ દા, રૂા, ૪॥ લેખે.

૫. મેમણ નુરમામદ ડોસાભાઇને ત્યાંથી ઉધાર આટો ગુણ ૬ દા, રૂા. ૧૫॥ લેખે, રવો ગુણ ૩ દા. રૂા, ૧૮॥ લેખે અને તુવેરની દાળ ગુણ ૧૨માં ગુણ ૬ વગર વણેલીના મણ ૩૦ની ખાંડી ૧॥ દા, રૂા, ૧૨૦) અને વણેલી ગુણ ૬ના મણ ૩૦ની ખાંડી ૧॥ દા, રૂા, ૧૪૦) લેખે લાવ્યા.

૬, ગઇ કાલની ગુણ ૧૦ અને આજની ૩૩ ની ગાડી ૭ ના ભાડાંના રૂા. ૫॥ રોકડા ગાડીવાળા ભૈયા રામનાથને આપ્યા.

૭. કાર્ડ કવર ટીકીટ રૂા. ૧)ની લાવ્યા, કાગળ ઘા ૫ રૂા. ૦।– લેખે રોકડેથી લાવ્યા.

૮. તોળવાનો કાંટો અને ત્રાજવાના રોકડ રૂા. ૩૩ા શા. છગનલાલ રણછોડને આપ્યા, અને કાટલાં મણ ૧॥ થી શેર ૦। સુધીનાં નંગ ૧૩ ના રોકડા રૂા. ૧૯) શા. ફુલચંદ ડુંગરજીને આપ્યા.

૯. શા. ઉમાકાન્ત મગનલાલ રૂા. ૫૦૦) દા. રૂા. ૦)≈ ની તેરીખે વ્યાજે મૂકી ગયા. હા. પોતે.

૧૦. દેશાઈ વલ્લભભાઈ વસનજીને રૂા. ૫૦૦) દા. રૂા. ૦॥ ની તેરીખે વટાવ ટકા ૧ લેખે કાપી લઇ આપ્યા.

૧૧. રોકડ વકરો રૂા. ૫૨॥ થયો.

શ્રી ૧.

# મનોયત્ન ૨ જાનો જવાબ(રો. પા. ૨.)

સાલ ૧૯૮૦ ના આસો વદ ૨ ને વાર ભોમ તા. ૧૪–૯–૧૯૨૪.

| જ | ઉ |
|---|---|
| ૭૯૬ાાા=ા શ્રી પુરાંત બાકી, | ૭૫૨ા શ્રી માલ ખરીદ ખાતે ઉધાર. |
| ૭ા=ાાા શ્રી વટાવ ખાતે જમા ૨)=ાાા, ૦ા, ૫) ખા. પા. ૨ | ૨૧૦) ઘઉં ગુણ ૧૨ મણ ૬૦ દા. રૂા. ૧૦૫) લેખે રોકડા હા. શા. છોટાલાલ નાનચંદ |
| ૫૩૭) મે. નુરમામદ ડોસાભાઈ ના ખાતે જમા | ૫૩૭) જમે મેમણ નુર મામદ ડોસાભાઈ |
| ૯૧ાા આટો ગુણ ૬ દા. રૂ, ૧૫ા | ૯૧ાા આટો ગુણ ૬ દા. રૂા. ૧૫ા |
| ૫૫ાા રવો ગુણ ૩ દા. રૂા, ૧૮ાા | ૫૫ાા રવો ગુણ ૩ દા. રુ. ૧૮ાા |
| ૧૮૦) તુવેરની દાળ વગર વણેલી ગુણ ૬ મણ ૩૦ની ખાંડી ૧ાા દા. રૂા. ૧૨૦) લેખે. | ૧૮૦) તુવરનીદાળ ગુણ ૬ દા.રૂા.૧૨૦) |
| ૨૧૦) તુવેરની દાળ વણેલી ગુણ ૬ મણ ૩૦ની ખાંડી ૧ાા દા. રૂા. ૧૪૦) લેખે. | ૨૧૦) તુવરનીદાળગુણ ૬ દા. રૂ. ૧૪૦) |
| ૫૩૭) ખા. પા. ૫ | ૫૩૭) |
| | ૫ા ગાડી ૭ ગુણ ૪૩ ના રોકડા ભાડાંના હ. ભૈયા રામનાથ |
| | ૭૫૨ા |

૫૦૦) શા. ઉમાકાન્ત મગનલાલના ખાતે જમા ખા. રોકડા રૂ. ૫૦૦) હા. રૂ. ૦)≋ની તેરીખે વ્યાજે મૂકી ગયા હા. પોતે.

ખા. પા, ૨૧

૯૭‌‌‌‌‌ા— શ્રી માલના વકરા ખાતે જમા.

૫૨ા રોકડા વકરાના.

૪૪ાા—ઉધાર વકરાના.

૯૭ા—

ખા. પા. ૧

૧૯૩૮ાા—

ખા. પા. ૧

૪૪ાા— દેશાઈ રણુછોડજી ગોવિંદજીના ખાતે ઉધાર હા. પોતે

૧૯)— ઘઉં મણુ ૫ દા. રુ. ૩ાા—

૩ા ખાંડ મણુ ૦ાા દર રૂ. ૬ાા

૨૨ાા ચોખા મણુ ૫ દર રૂ. ૪ાા

૪૪ાા—

ખા. પા. ૧૨

૨ાા— શ્રી ખર્ચ ખાતે ઉધાર

૧) કાર્ડ કવર ટીકીટના

૧ાા— કાગળ ઘા ૫ દા. રૂા. ૦ા—

૨ાા—

ખા. પા. ૩

૫૨ા શ્રી સરંજામ ખાતે ઉધાર

૩૩ા કાટો તથા ત્રાજવાંના રોકડા હા. છગનલાલ રણુછોડદાસ

૧૯) કાટલાં દોઢ મણીકાથી પાશેરા સુધીના રોકડા હા.

નાનચંદ ડુંગરજી.
ખા. પા, ૪

૫૦૦) દેશાઇ વલ્લભભાઇ વશ-
નજીના ખાતે ઉધાર બા.
રૂ. ૫૦૦) રોકડા દા. રૂ.
ાાાની તેરીખે લઈ ગયા
હા. પોતે ખા. પા. ૧૯

૧૩૫૧ાાા≈

૫૮૬ાા≈શ્રી જણુસ બાકી

૧૯૩૮ાા~



## મનોયત્ન ૩ જો (સવાલ)

સાલ ૧૯૮૦ના આસો વદ ૩ને વાર બુધ તા. ૧૫–૯–૧૯૨૪

૧. આજની સીલક રૂા. ૫૮૬ાા≈ છે.

૨. મુંબઈ શા. કેસરીચંદ ભાણાભાઇ ઉપર ચોખા હલવો નાની મીલનાનો ભાવ શું છે તે જણાવવાને માટે તાર કર્યો, તાર ખરચ રૂા. ાા~ રોકડા થયા.

૩. જુવાર ગાડી ૧૦ દેશાઇ મોહનભાઇ નારણજી મરોલી-વાળાએ ચાલુ સાલની પાકેલી પોતાના ખેતરની નવી દા. રૂા. ૬૦) લેખે સુરત બેઠાં આપવા કરી તે પેટે બાનાના રૂા. ૫૦) રોકડા લઈ ગયા. હા. પોતે

૪. શ્રી રંગુની સ્ટોરવાળાને ત્યાંથી રોકડેથી દીવાસળી ગ્રુસ ૧૦ લાવ્યા. (સાફી)

લ≈ ગ્રુસ ૫ દા. રૂા. ૧ાા≈

૭ાા- ગ્રુસ ૫ દા. ૧ાા-

૫. શા. કસ્તુરચંદ પાનાચંદથી ચોખા ગુણ ૨૫ ઉધાર લાવ્યા.
૧૮૭ાા ચોખા હલવો ગુણ ૧૫ ના મણ ૭૫ની ખાંડી ૩ાા દા. રૂા. ૫૦) લેખે.
૧૯૬ા ચોખા જીરાસાલ ગુણ ૧૦ ના મણ ૪૭ાાની ખાંડી ૨ા-૨ાા દા. રૂા. ૭૦) લેખે લીધા.
એ પેટે તેણે આજે રૂા. ૧૫૦) રોકડા લીધા હા. પોતે.

૬. મેમણ નુરમામદ ડોસાભાઇને ત્યાંથી મહેતાજી રંગીલદાસ ખાંડ દા. ૧ નો હિસાબ લેવા આવ્યા તેને આપ્યો.
સાફી. (વટાવ નહિ.)

૭. રેતી શેર ૧૦ રૂા. ૦ા-ની લાવ્યા. ૦)- પાનસોપારી.

૮. બાઈ ચંચળ તે ભોગીલાલ નંદશંકરની છોકરી રૂા. ૨૦૦) રોકડા અવેજમાં સુનાનો દોરો તોલા ૫)- ભારનો મૂકી દા. રૂા. ૦ાાની તેરીખે વટાવ ટકા રૂા. ૦ાા લેખે કાપી આપી લઇ ગયા. હા૦ પોતે.

૯. શેઠના છોકરા ચી. મણીલાલ સ્કૂલ ફીના માસ ડીસેમ્બરના રૂા. ૫) રોકડા લઇ ગયા.

૧૦. રોકડા વકરો રૂા. ૧૦૫ા≈નો થયો.

**શ્રી ૧ા.**

## મનોયત્ન ૩ જાનો (જવાબ રો. પા. ૩.)

**સાલ ૧૯૮૦ ના આસો વદ ૩ ને વાર બુધ તા. ૧૫-૯-૧૯૨૪.**

જ — ઉ —

| | | | |
|---|---|---|---|
| ૫૮૬ાા≈ | શ્રી પુરાંત બાકી | ૩૭૧ાાા | શ્રી માલ ખરીદ ખાતે ઉધાર |
| ૩૫૩ાાા | શા. કસ્તુરચંદ પાનાચંદના ખાતે જમા બા. ચોખા ગુણ ૨૫ ના | ૦ાા- | મુંબઇથી ચોખાનો ભાવ મંગાવ્યાનો તાર કર્યો તેના. |
| | ૧૮૭ાા ચોખા હલવો ગુણ ૧૫ના મણ ૭૫ની ખાંડી ૩ાા દા. રૂા. ૫૦) લેખે. | ૧૭≈ | દીવાસળી ગ્રુસ ૧૦ ના હા. રંગુની સ્ટોરવાળા. |
| | | | લા≈ દીવાસળીગ્રસ ૫ |

૧૬૬ા ચોખા જીરાસાલ
ગુણુ ૧૦ મણુ
૪૭ાા ની ખાંડીરા-રા
દા. રૂા. ૭૦)લેખે.

૩૫૩ાા
તે ઉધાર શ્રી
માલ ખરીદ ખાતે
ખા. પા. ૨૦

૧) શ્રી વટાવ ખાતે જમા
ખા. પા. ૨

૧૦૫ા≈ શ્રી વકરા ખાતે જમા
બા૦ રોકડ વકરાના.
ખા. પા. ૧

૧૦૪૬ાા≈

દા. રૂા. ૧ાા≈

૭ાા- દીવાસળી
ગ્રુસ ૫ દા. રૂા. ૧ા-

૧૭)≡

૩૫૩ાા ચોખા ગુણુ ૨૫

૧૮૭ા ચોખા ગુણુ
૧૫ના મણુ ૭૫
દા. રૂા. ૫૦)

૧૬૬ા ચોખા ગુણુ
૧૦ મણુ ૪૭ાા
દા. રૂા. ૭૦)

૩૫૩ાા તે જમા
શા. કસ્તુરચંદ પાના-
ચંદના ખાતે.

૩૭૧ાા
ખા. પા. ૧

૧૫૦) શા. કસ્તુરચંદ પાનાચંદના
ખાતે ઉધાર બા. રોકડા રૂા.
૧૫૦) ચોખા ગુણુ ૨૫
તમોએ આપી તે પેટે
લીધા તે હા. પોતે.
ખા. પા. ૨૦

૦ા≈ શ્રી ખરચ ખાતે ઉધાર
૦ા- રેતી શેર ૧૦ ના
૦)- પાનસોપારી

૦ા≈
ખા. પા. ૩

૨૪)=ાા મે. નુરમહુમદ ડોસા-
ભાઇના ખાતે ઉધાર બા.
ખાંડ દા. ૧ નો હિસાબ
ચુકતે હા. રંગીલદાસ
ખા. પા. ૫

૨૦૦) બાઈચંચળ તે ભોગીલાલ
નંદશંકરની છોકરીના
ખાતે ઉધાર બા. રોકડા
રૂા. ૨૦૦)ના અવેજમાં
સુનાનો દોરો તોલા ૫)–
ભારનો મુકી દા. ગાની
તેરીખે લઈ ગયાં હા.
પોતે ખા. પા. ૧૮

૫) નાનાભાઈ હરિભાઈના
ખાતે ઉધાર બા. રોકડા
ચી. મણીલાલની સ્કુલ ફી
માસ ડિસેમ્બરના લઇ
ગયા તે ખા. પા. ૬

૫૦) દે. મોહનભાઇ નારણજી
મરોલીવાળાના ખાતે
ઉધાર બા. તમોએ
તમારા ખેતરની પાકેલી
નવી જુવાર ગાલ્લી ૧૦
સુરત બેઠાં દા. રૂા. ૬૦)
લેખે આપવા કરી તે
પેટે રોકડા લીધા હા.
પોતે ખા. પા. ૧૧

૮૦૧ા ૦ાા

૨૪પાા–ાા શ્રી જણસ બાકી

૧૦૪૬ાાા=

# મનોયત્ન ૪ થું (સવાલ).

શ્રી ૧।

**સાલ ૧૯૮૦ના આસો વદ ૪ ને વાર ગરેઉ તા. ૧૬—૯—૧૯૨૪**

૧. આજની સીલક રૂા. ૨૪પા–ાા છે.

૨. મહેતાજી વસનજી કેશવજીએ પગાર પેટે રૂા. ૧૦) રોકડા લીધા.

૩. મુંબઈથી શા. કેશરીચંદ ભાણાભાઈનો તાર આવ્યો કે ચોખાનો ભાવ રૂા. ૧૨ા–ાા છે. તો તેને કાગળ લખો કે તમારો તાર મળ્યો, હમારા હિસાબે ચોખા ગુણ ૧૫૦ માં હલવો નાની મીલનો ગુણ ૧૦૦ તથા જીરાસાલ ગુણ ૫૦ ડબા ૧ માં રેલવે મારફતે બજાર કશી ખરચ વગેરેમાં ફાયદો થાય તેમ કરી રવાના કરશો. રસીદ સાથે ભરતીઉં બીડી આપશો. આ સાથે હુંડી ૧ રુ. ૧૨૦૦)ની શા. રાયચંદ વીરચંદ ઉપરની લખી અત્રેથી શા. નેમચંદ નાથાજીની હમારા રાખ્યાની નંબર ૩૧૧ ની તુરતની શાહજોગ આજની મિતિની લખી સ્ટાંપવાળી બીડી મોકલી છે તે મળ્યા તથા હુંડી શીકરાયાનો જવાબ લખશો. ( એ હુંડી આપણે ૦)ાા લેખે વટાવ આપવો કરી ઉધાર લખાવી લીધી છે.) દર-રોજ માલના ભાવનું લીસ્ટ બીડતા રહેશો, કે પોષણ મુજબ ખરીદ લખતા રહીએ વગેરે બાબત લખો. જુઓ પાનું ૧૩૨.

૪. દેશાઈ રણછોડજી ગોવીંદજી રોકડા રૂા. ૨૫) આપી ગયા.

૫. દેશાઈ વલ્લભભાઈ ભીમભાઇ ઉધાર નીચે મુજબ માલ લઈ ગયા તે પેટે તેણે રૂા. ૫૦) રોકડા આપ્યા હા. પોતે.

૨ાાા ચોખા મણ ૬ દા. રૂા. ૪ાા=

૩૧। ચોખા મણ ૧૦ દા. રૂા. ૩)=

૪ાાાા ખાંડ મણ ૦ાાા દા. રૂા. ૬ાા=

૦)ાાા દીવાસળી પડીકું ૧

---

૬૪)ાા

૬. એંકમાં રૂા. ૧૦૦) રોકડા ભરી આવ્યા.

૭. ત્રીજોરી ૧ રૂા. ૧૨૫) ની મોરાર ઉકા મીસ્ત્રીને ત્યાંથી લાવ્યા તે રોકડા આપ્યા અને ગાડી ભાડું તથા મજુરી રોકડા
૧।                    ०॥। આપ્યા

૮. રોકડ વકરો રૂા. ૧૧૧॥।≈

૯. ચાહ ०)= પાન ०)०॥

૧૦. શેઠના ઘેરે ઘી શેર ૩॥। મોકલ્યું તેના રોકડા રૂા. ૫) ઘીવાળા પ્રેમચંદને આપ્યા.

શ્રી ૧।.

# મનોયત્ન ૪ થાનો જવાબ (રો. પા. ૪)

સાલ ૧૯૮૦ના આસો વદ ૪ થે વાર ગરેઉ તા. ૬–૯–૧૯૨૪

જ ——————— ઉ ———————

૨૪૫॥।–॥ શ્રી પુરાંત બાકી

૧૨००।= શા. નેમચંદ નાથાજીના ખાતે જમા બા. હુંડી ૧ રૂ. ૧૨००)ની લખી તમારી મુંબઇ શા. રાયચંદ વીરચંદ ઉપરની હમારા રાખ્યાની તુરતની શાહજોગ આજની મીતિની લખી નંબર ૩૧૧ ની

૧૨००)ની હુંડી ૧ના તે ઉધાર શા. કેશરીચંદ ભાણાભા

૧०) મહેતાજી વશનજી કેશવજીના ખાતે ઉધાર બા. પગાર પેટે રોકડા હા. પોતે. ખા. પા. ૨૨

૧૨००) શા. કેસરીચંદ ભાણાભાઈ મુંબઈવાળાના ખાતે ઉધાર આસો વદ ૫ બા. હુંડી ૧ રૂા. ૧૨००) ની શા. રાયચંદ વીરચંદ ઉપરની બીડી મોકલી તેના જમા શા. નેમચંદ નાથાજીના ખાતે ખા. પા. ૧०

૬૪)≈ દે. વલ્લભભાઇ ભીમભાઈ

ઈ મુંબઈવાળાના
ખાતે.

૦।= હુંડીઆમણુના તે
ઉધાર શ્રી વટાવ
ખાતે.

૧૨૦૦।=
ખા. પા. ૨૫

૨૫) દે. રણુછોડજી ગોવીંદજી
ના ખાતે જમા બા.
રોકડા રૂા. ૨૫) હા. પોતે
ખા. પા. ૧૨

૫૦) દે. વલ્લભભાઈ ભીમભાઈ
ના ખાતે જમા બા. રો-
કડા આજે માલ લીધો
તે પેટે હા. પોતે.
ખા. પા. ૧૫

૧૭૬)= શ્રી માલના વકરા ખાતે
જમા.

૬૪)≡ ઉધાર વકરો.

૧૧૧।।≡ રોકડા વકરો

૧૭૬)=
ખા. પા, ૧

૧૬૯૭)–।।

ના ખાતે ઉધાર

૨૭।।। ચોખા મણુ ૬
દા. રૂા. ૪।।=

૩૧। ચોખા મણુ ૧૦
દા. રૂા. ૩)=

૪।।।≡।। ખાંડ મણુ ૦।।।
દા. રૂા. ૬।=

૦)≡।। દીવાસળી પડીકું
૧

૬૪)≡
તે જમે

શ્રી માલ ખરીદ ખાતે
હા. પોતે ખા. પા. ૧૫

૦।= શ્રી વટાવ ખાતે ઉધાર
બા. હુંડી ૧ રૂા. ૧૨૦૦
ના વટાવના તે જમા
શા. નેમચંદ નાથાજીને
ખાતે ખા. પા. ૨

૧૦૦) ધી બેંક ઓફ બોમ્બેના
ખાતે ઉધાર બા. રૂા.
૧૦૦) રોકડા ભર્યા હા.
મણીલાલ ખા. પા. ૮

૦)=।। શ્રી ખરચ ખાતે ઉધાર
૦)= ચાહ ૦)૦।। પાન
ખા. પા. ૩

૧૨૭) શ્રી સરંજામ ખાતે ઉધાર
બા. તીજોરી ૧ લાવ્યા

૧૨૫) ત્રીજોરીના રોકડા

હા. મેાારજી ઉકા
મીસ્ત્રી.

૨) ગાડી ભાડું મજુર
૧। ०॥।

૧૨૭)
ખા. પા. ૪

૫) ભાઈ નાનાભાઇ હરિભાઈ
ના ખાતે ઉધાર ખા. શ્રી
શેર ૩॥। ના રોકડા હા.
પ્રેમચંદ ખા. પા. ૬

૧૫૦૬॥।૭॥

૧૯૦।= શ્રી જણુસ બાકી

૧૬૯૭)-॥

## મનોયત્ન ૫ મું (સવાલ)

સાલ ૧૯૮૦ના આસો વદ ૫ને વાર શુક્ર તા. ૧૭-૯-૧૯૨૪

૧. આજની સીલક રૂા. ૧૯૦।= છે.

૨. નુરમામદ ડોસાભાઈને ત્યાંથી ગુણ ૨૧નો હિસાબ લેવા આવ્યા તો તેને વટાવ ટકા ૧ લેખે કાપી લઈ આપો. હા. મેતાજી રંગીલદાસ.

૩. શેઠ નાનાભાઈ હરિભાઇએ રૂા. ૨૦૦૦) રોકડા આપ્યા. હા. પોતે.

૪. શા. ઉમાકાન્ત મગનલાલને ત્યાંથી રૂા. ૨૦૦) રોકડા મહેતાજી નારણજી લેવા આવ્યા તો તેને આપ્યા.

૫. દેશાઇ વલ્લભભાઈ વસનજી રૂા. ૨૦૦) રોકડા આપી ગયા હા. પોતે.

૬. દેશાઈ મોહનભાઈ નારણજી જુવાર ગાહ્લી ૧૦ના સોદામાં આજે જુવાર ગાહ્લી ૩–૫–ળા તોલી આપી ગયા હા. મોરારજી.

૭. શા. નાનચંદ કપુરચંદ નીચે મુજબ માલ ઉધાર લઈ ગયા. હા૦ નાગરજી.

૪૫) ચોખા મણ ૧૦ દા. રૂ. ૪॥

૨૬) ચોખા મણ ૮ દા. રૂ. ૩।

૧૮) તુવેરની દાળ મણ ૪ દા. રૂ. ૪॥

૮. શા. નેમચંદ નાથાજીને હુંડીના રૂ. દા. રૂ. ૦॥ની તેરીજે વ્યાજ સાથે લેવા આવ્યા તો આપ્યા. હા. પરાગજી. (વટાવના રૂ. ૦।≈ માગ્યા નહિ જેથી આપ્યા નથી.)

૯. શા. મોતીલાલ જેઠાલાલને ત્યાંથી રોકડેથી ખાંડ જાવા દા–૧૦ મણ ૪પા–૫ બારદાન શેર ૩ લેખે બાદ તોલ ૪૧ દા. રૂ. ૯ા≈ા લેખે વટાવ ટકા ૩ લેખે બાદ મુદત તુરતના.

૧૦. રોકડ વકરો રૂ. ૧૭૦॥≈ા

૧૧. પાન ૦)- આસલેટ ડબ્બો ૧ રૂ. ૨ા≈ નો લાવ્યા.

૧૨. બત્તીનું લેમ્પ રુ. ૧૦) નું લાવ્યા તેના રોકડા - રંગુની સ્ટોરવાળાને આપ્યા.

૧૩. ખાંડ દા. ૧૦નું ગાડી ભાડું તથા ઉતરાઈ રુ. ૧≈ રોકડા આપ્યા.

૧૪. રુ. ૫૦૦) ની નોટના રોકડા લાવ્યા તેના વટાવના રુ. ૦)≈ા આપ્યા.

શ્રી ૧૧.

## મનોયત્ન ૫ માનો જવાબ (રો. પા. ૫)

સાલ ૧૯૮૦ના આસો વદ ૫ ને વાર શુક્ર તા. ૧૭–૯–૧૯૨૪

જ ——— ૩ ———

| | |
|---|---|
| ૧૯૦।≈ શ્રી પુરાંત બાકી ૫૩૭) | મે. નુરમામદ ડોસાભાઈ ના ખાતે ઉધાર બા. આટો ગુણ ૧ રવો ગુણ |
| ૧૩॥।૦॥ શ્રી વટાવ ખાતે જમા પા≈ ટા≈ા ખા. પા. ૨ | |

૨૦૦૦) ભાઇ નાનાભાઈ હરિભાઇ
ના ખાતે જમા ખા.
રોકડા રૂા. ૨૦૦૦) હા.
પોતે ખા. પા. ૬

૨૦૦) દે. વલ્લભભાઇ વસનજી
ના ખાતે જમા ખા.
રોકડા રૂા. ૨૦૦) હા.
પોતે ખા. પા. ૧૯

૨૦૫ા≈ દે. મોહનભાઇ નારણજી
મરોલીવાળાના ખાતે
જમા ખા. જુવાર ગાલ્લી
૧૦ના સોદા પેટે ગાલ્લી
૩ા–૫–૭ા દા. રૂા. ૬૦)
લેખે આપી ગયા હા.
મોરારજી ખા. પા. ૧૧

૨૫૯ાા≈ શ્રી માલના વકરા ખાતે
જમા

૧૭૦ાાા≈ રોકડ વકરો
૮૯) ઉધાર વકરો
૨૫૯ાા≈

ખા. પા. ૧

૦)ા શા. નેમચંદ નાથાજીના
ખાતે જમા ખા. વ્યાજ
હુંડી રૂા. ૧૨૦૦) નું
તે ઉધાર શ્રી વ્યાજ
ખાતે ખા. પા. ૨૫

૨૮૬૯ાા≈

૩ અને તુવેરની દાળ
ગુણ ૧૨ નો હિસાબ
ચુકતે હા. રંગીલદાસ
ખા. પા. ૫

૨૦૦) શા. ઉમાકાન્ત મગનલાલ
ના ખાતે ઉધાર ખા.
રોકડા રૂા. ૨૦૦) હા.
નારણજી ખા. પા. ૨૧

૪૮૭)≈ાા શ્રી માલ ખરીદ ખાતે
ઉધાર

૨૦૫ા≈ જુવાર ગાલ્લી
૩ા–૫–૭ા દા.
રૂા. ૬૦) લેખે
તે જમે દેશાઈ
મોહનભાઈના-
રણજી મરોલી-
વાલાના ખાતે

૨૮૦ા≈ા ખાંડ દા. ૧૦
જાવા મણ
૪૫ાા–૫

૧ાા–૩ાા બારદાન
૦ાા
તોલ ૧)૩ાા

૪૩ાા૧ાબાકી રૂ.
૬ા≈ા લેખે રોકડા
હા. શા. મોતી-
લાલ જેઠાલાલ

૧।= ખાંડ હા. ૧૦
નું ગાડી ભાડું
તથા ઉતરાઇ

૪૮૭)≡।।

ખા. પા. ૧

૮૯) શા. નાનચંદ કપુરચંદના
ખાતે ઉધાર

૪૫) ચોખા મણ ૧૦
હા. રૂા. ૪।।

૨૬) ચોખા મણ ૮ હા.
રૂા. ૩।

૧૮) તુવેરની દાળમણ
૪ હા. રૂા. ૪।।

૮૯) હા. મહેતાજી
નાગરજી તે જમે શ્રી
માલના વકરા ખાતે

ખા. પા. ૨૮

૦)≡। શ્રી વ્યાજ ખાતે ઉધાર
તે જમે શા. નેમચંદ
નાથાજીના ખાતે

ખા. પા. ૯

૧૨૦૦)≡। શા. નેમચંદ નાથાજી
ના ખાતે ઉધાર બા.
હુંડી ૧ રૂા. ૧૨૦૦)
ના હા. પરાગજી

ખા. પા. ૨૫

૨।।≡ શ્રી ખરચ ખાતે ઉધાર

०)- પાન સોપારી

२॥= ઘાસલેટ ડબો ૧

२॥≡

ખા. પા. ૩

१०) શ્રી સરંજામ ખાતે
ઉધાર ખા. લેમ્પ નંગ ૧
ના રોકડા હા. રંગુનીસ્ટોર
ખા. પા. ૪

०)≡ શ્રી વટાવ ખાતે ઉધાર
ખા. પા. ૨

२५२६॥≡

३४३)≡॥ શ્રી જણસ બાકી

२८६९॥=

## મનોયત્ન ૬ ઠું (સવાલ).

સાલ ૧૯૮૦ના આસો વદ ૫ ને વાર શનિ તા. ૧૮-૯-૧૯૨૪

૧. આજની સીલક રૂ. ૩૪૩)≡॥ છે.

૨. મુંબઈવાલા શા. કેશરીચંદ ભાણાભાઈના લખવા મુજબ શા. ડાહ્યાભાઈ ધનજીને ત્યાં રૂ. ૫૦૦) રોકડા ભર્યા તેની પહોંચ લાવી બીડી મોકલો.

૩. મુંબઈ બેંક ઉપરનો ચેક નંબર ૪૨૧૩૩ નો મહેતાજી વસનજી કેશવજીને આપવાનો લખી આપ્યો તેના રોકડા રૂ. ७००) આવ્યા.

૪. હે. મોહનભાઈ નારણજી મરોલીવાળાએ જુવાર ગાલ્લી ૧૦ નો સોદો આજે પુરો કરી આપ્યો બાકી જુવાર ગાલ્લી ૬॥-૧-૫ તોલી આપી ગયા હા. પોતે.

૫. બાલી બારદાન નંગ ૧૫ હા. રૂ. ०॥= લેખે રોકડેથી

મારવાડી તેજુમલને આપ્યાં (રોકડ વકરામાં ગણી લેવા.)

૬. બંબી નંગ ૩ તથા રકાબી ટીનની ૩

૦)≈ ૦॥≈

૭. અડાજણના પટેલ કસન જેરામ ઉધાર નીચે મુજબ માલ લઈ ગયા હા. પોતે.

૨૭॥ ખાંડ મણ ૪ દા. રૂા. ૬॥≈
૩૮। જુવાર મણ ૧૭ દા. રૂા. ૨।
૩॥≈ ઘઉં મણ ૧ દા. રૂા. ૩॥≈
૧૮॥ ચોખા મણ ૬ દા. રૂા. ૩)≈
૪)≈ આટો મણ ૧ દા. રૂા. ૪)≈
૧૪। દાળ તુવેરની મણ ૩ દા. રૂા. ૪॥

૮. દાળીઆ નાગર ભુલાને ત્યાંથી રોકડેથી માલ લાવ્યા. વટાવ ટકા ૧ લેખે કાપી લઇ રોકડા આપ્યા.

૨૬) ચણાની દાળ મણ ૮ દા. રૂા. ૩।
૪૦) મગની દાળ મણ ૧૦ દા. રૂા. ૪

૯- રોકડ વકરો રૂા. ૧૫૩॥૦॥ માં રૂા. ૫॥≈ સવાલ ૫ નો વકરો ગણ્યો છે.

૧૦. મહેતાજી બેંકમાં ગયા આવ્યા તેના ઘોડાગાડીના રૂા. ૦)≈ રોકડા.

૧૧. ચાહ ૦)≈ નાસ્તો ૦)≈ પાન સોપારી ૦)-

શ્રી ૧।

# મનોયત્ન ૬ ઠાનો (જવાબ રો. પા. ૬.)

સાલ ૧૯૮૦ ના આસો વદ ૫ ને વાર શનેઉ તા. ૧૮—૯—૧૯૨૪.

| | |
|---|---|
| ૩૪૩)≈॥ શ્રી પુરાંત બાકી | ૫૦૦) શા. કેશરીચંદ ભાણાભાઇ મુંબઇવાલાના ખાતે ઉધાર બા. રોકડા. રૂા. |
| ૭૦૦) ધી બેંક ઓફ બોમ્બેના ખાતે જમે બા. ચેક | |

